# સુડી વચ્ચે સોપારી

1922 યાને

# રેંટીયાનો રંગ.

વીરા વેગે આવજો આવા નવ નવ રંગ,
કહી પીતાના પ્રેમથી મહાદેવજીની ભંગ.
મુસાફરીમાં વાંચશો કરવા દેશનાં કાજ,
ભીડભંજન ભેગા થઇ માગો જઇ સ્વરાજ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર—ભાઇલાલ દેસાઇભાઇ.
ઠા૦ શાંતિ પોળ—કરમસદ.

આવૃત્તિ ૧ લી કીંમત એક આનો. પ્રત ૫૦૦૦
સને ૧૯૨૩ સંવત ૧૯૭૯

સુરત લિમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

# સુચના.

મારા શાણા ભારત વાસીઓ સુડી વચ્ચે સોપારી એટલે આશ્ચર્ય તો પામશોજ પરંતુ બારીકાઇથી જોશો તો આપને માલુમજ પડશે કે સહકાર અને અસહકાર રૂપી સુડીની ધાર ઉપર સોપારી મુકવાથી સોપારીની સું દશા થાય છે. તે તો આપ જાણી શકો છો પણ પ્યારા દેશની હાલત અત્યારે તો તેવીજ છે જેથી આ નાના પુસ્તકનું નામ સુડી વચ્ચે સોપારીનુંજ આપવું એમ ઘટીત છે જેથી આ નાના પુસ્તકને ફાડીને ફેંકી દેતા નહિં પરંતુ આ અલ્પ બુધ્ધીના ખવાએલા ખજાનામાંથી ભાગ્યા તુટયા પદમાં લખાએલા લખાણ ઉપર નહીં જોતાં રહેલા દેશ હીત ઉપર આપની દિવ્ય જયોતી ફેંકી જોશો તો આપને માલુમજ પડશે કે પરદેશથી પ્રોતી એજ તમારા ખરાબી છે પરદેશી વસ્તુ એક દીપક સમાન છે. અને તેના તેજમાં અંજાઇ જવાથી આપની આવી દશા થાય છે તો ભાઇઓ ચેતો ચેતો અને આપના દેશ બાંન્ધુને ચેતાવો અને આપણાજ દેશમાં થતી ચીજોનો આપ જાતેજ ઉપયોગ કરો જેથી દેશની દોલત દેશમાંજ રહે અને હાલમાં હજારો નિરાધારોનાં ટોળાં અહીં તહીં આથડતાં માલુમ પડે છે તો તેઓની વાર કરી તમારી આર્થિક જીવન શકિતમાં વધારો કરો.



## રાગ—લુંટાલુંટીનો

અરે હીંદ આ દેશ અમારો તે શું કલંકીત થાય
મન સોનાં પસ્તાય હુશાહુર મનમાં કંઇ કંઇ થાય—અરે
કુસંમ્પ કરીને લાજો શરમમાં યાચી રહ્યા છું આપ ચરણમાં
ચતુરા ચેતી ચાલો સઘળે તો હીંદમાં સુખ થાય—અરે
રાખી ભરોસો ભારી હયમાં સહી લેશો તાપ આ તનમાં
દુઃખનું દાવાનળ વરસાવી કયાં રડો છો ભ્રાત—અરે
વિદેશી વસ્તુઓ ગ્રહીને વેઠી રહ્યા છો દુઃખ ચહીને
આપી મોં માંગ્યાં શું મનથી આ મોટાં અહીં મૂલ—અરે
પરદેશોથી પ્યાર કરીને ચાલ્યા ચીતમાં ભાવ ધરીને
કોલરને કંઇ ટાઇ ચઢાવી બન્યા ગોળાના બાળ—અરે
ધડકધડક દીલ ધડકી જાશે જીવી રહ્યા છો મરવાની આશે
આશાથી અઢીઓ કાઢીને ખાશો જમનો માર—અરે
મોહ મંદીરે મન કરી માલો ચેતી ચતુરા ચીતમાંહી ચાલો
ભવોભવનું પાપ નીવારી કરો હીંદનું કલ્યાણ—અરે
ફેશનનાં ફરફરીયાં જણાવે દુઃખનાં ડુંગર માંહી ડુલાવે
પડતાપર પાટુ મારીને કયાં મારો છો માર—અરે

શ્રીફળ લેતાં સટકી જાશો અંતે પાક મેથીનો ખાશો
હોરા હીંદના હાક વગાડી થાજો સૌ તૈયાર—અરે
ગાંધીજીએ ગુણ બતાવ્યા દીલ માંહી સૌને તે ભાવ્યા
તો પણ ખાદી ના દીઠાથી ઊઠે અંગે લાહ્ય—અરે
તડબુચને આ તુળીચું પઢાવં દેશ દયાનાં દુઃખડાં કહોવે
વાંચીને વીર વેગે ધાજો ગ્રહી ખાદી નીરધાર—અરે
શાંતિપોળમાં શાંત રહું છું ધ્યાન ધણીનું ધાયું ધરૂં છું
કાર્ય કરાવો દેશ સેવાના એમ કહે ભાઇલાલ—અરે

---

## રાગ ગરબો.

સખી ગાજો ગરબો જઇ વાડીમાં આજ
ગાંધી થયો આ—હિંદમાં

રેંટીયા ચલાવ્યા સખી હિંદમાં ફળીને
વાંકી વળી દેજો સખી તાળી ફળીને
શાંન્તિમાં સુખ બહુ માનતા રે લોલ—ગાંધી
હિંદને જગાડયું એણે દુઃખડાં સહીને
લેવા સ્વરાજય એણે પ્રેરણા કરીને
સખી વાતોમાં વાહ વાહ વહાવ્યું રે લોલ—ગાંધી
અમૃત રસ એના મુખમાં ભર્યું છે
જુલ્મીના જોરે એનું હૈયું ભર્યું છે

વસ્યો જેલમાં જઇને એ જોગીડો આજ–ગાંધી
સાજ સ્વરાજ્ય લેવા સરવે સજાવ્યો
દેશ હિંદ આખામાં ડંકો બજાવ્યો
મંહમદ ને શૌકત સંગાથમાંરે લોલ–ગાંધી

આખી–ઉગારવા આ દેશને બદલ્યો વેશ કરી પેર
સખી મુખે જઇને તમે ફેરવો રેંટીયો ઘેર
જયદેવી જય હિંદની જયજય શબ્દ સુણાય
પ્રતાપ વીર ગાંધી તણા ગુણ હરનીશ ગવાય–ગાંધી
વાતો વાતોમાં એણે સઘળું સમજાવ્યું
પ્રેમ રસ પ્રીતીનું ઝરણું ઝરાવ્યું
વગડાવ્યાં હિંદમાં નીશાન છેરે લોલ–ગાંધી
રેંટીયાનો રંગ બહુ લાગ્યો છે અંગમાં
શાણી સખી સુણજો સૌ આવી આ જંગમાં
રંગે ચડો ખુબ રેલીરે લોલ–ગાંધી
સખી વિદેશથી જઇ વસુલાત કરવા
બીડી છે હામ હરનીશ જઇ ફરવા
પટેલ આ લેખથી પઢાવતોરે લોલ–ગાંધી



## (ખુને જીગરસેં પ્રીતી-રાગ)

શાખો ભરોસો ભારીરે ઓ હિંદુ મુસલમાન
શાંન્તિ ભણાવે ગાંધીરે ઓ હિંદુ મુસલમાન
ભલે જેલમાં જકડી જાયે રીબાવે અપની કાયે
પડતા નહિ પાછા લગારેરે ઓ હિંદુ મુસલમાન
માગો મુખેથી પાછો આપો અમ દેશ આ સાચો
વેગે વેલા થઇ વાલારે ઓ હીંદુ મુસલમાન
બહીષ્કાર કરી સૌ બાળો વીદેશી કાપડ ટાળો
સ્વદેશની ધુની જગાવોરે ઓ હીંદુ મુસલમાન
રંગે રમવા સૌ આવો ગીતા રેંટીયાનાં ગાવો
પુણીથી તાર બનાવોરે ઓ હિંદુ મુસલમાન
શાંન્તીથી સટકી જાજો કુસંમ્પ કરીને લાજો
ચાખો મેવો આ તાજોરે ઓ હીંદુ મુસલમાન
કરમસદતણો હું વાસી તાલુકો રહ્યો છે પ્રકાશી
આણંદ કહે ઉલ્લાસીરે ઓ હીંદુ મુસલમાન
ભમતોને ભાષણ કરતો ભાઇલાલ ઘણું કહું ફરતો
પ્રભુને અરજી કરતોરે ઓ હીંદુ મુસલમાન



## રાગ–શૈહાં તારો ખુબ છે દહાડોરે

ગાંધી તારો ખુબ છે દહાડો ગાંધી તારો ખુબ છે દહાડોરે
ધોળી ધોળી ટોપીયો વાળોરે—ગાં.

ખાદીની ટોપી ખાદીનું પહેરણુ ખાદીની ધોતી અપાર
પુણીથી તાર બનાવીયો રેંટીયે કર્યો દેશ આબાદ—ગાં.

મહમદ ને શૌકતઅલી સાથે સંપી કર્યાં સૌ એક
ઘણું જીવો કહું ઘણું જીવો કહું કહું છું રાખી ટેક—ગાં.

ત્યાગ કર્યાં સૌ સુખ સૈય્યાનાં બન્યા ફકીરને વેશ
દેશને ખાતર દુઃખ સહીને કરતા જઇ ઉપદેશ—ગાં.

ખાવા પીવાનું ભાન ન રાખ્યું રાખ્યો ના દંભ લગાર
પાર્લામેન્ટને પુરી ધ્રૂજાવી ચેતાવ્યાં સહુ બાળ—ગાં.

બંગાળી બારવટીયાની સંગે મળીયા જઇ મંદિર
વિલાયતીનો બાયકોટ કરીને ગ્રહ્યાં ખાદીનાં ચીર—ગાં.

જેલમાં મહેલ માનીને ચાલ્યા ચાલ્યા હસી મનમાંય
લેખ વીધીના લખ્યા લલાટે તે તો ફળશે આંય—ગાં.

દારૂનો તો દાટજ વાળ્યો પીઠે પીકેટીંગ થાય
ગવરમેંન્ટી દારૂકુલો આ જડામુળથી જાય—ગાં.

ગુજરાતમાં ઘણો ઘોર ચલાવ્યો શોર મચાવ્યો વિદેશ
ઓગણીસેં ઇઠોતેર આગળ પાછળમાં જઇ પેખ—ગાં.

પંજાબમાં પુર પુરૂં ચલાવ્યું પુરો કર્યો પરદેશ
ઇન્ડીયામાં એકંદર સઘળે મંત્ર ચલાવ્યો પેશ—ગાં.
અમદાવાદની આખી પ્રજામાં નવું જીવન સંભળાય
રમખાણમાં જઇ મંત્ર ભણીને કરી શાંતિ હરખાય—ગાં.
ખેડામાં તો ખુબ ચલાવ્યું વસોએ વાળી દેખ
કરમસદ વાસી કહે છે પ્રકાસી રાખે વિઠલભાઇ ટેક—ગાં.
નામ લજાવી નાવા બેઠું નડિયાદ નગર એક
પાઘડીના ડુચા માથે ચઢાવી મહાલી રહયા છે છેક—ગાં.
ધર્મજ કંઇ કંઇ ધકકા ખાતું સોજીત્રા સારૂં ગામ
ભાળી ભાળી ભાધરણનું લખું જુઓ ચકેઈડાં છે આમ—ગાં.
શ્વેત સફેદ આ ખાંદી પોશાકથી જન ઘણા હરખાય
તો પણ કેટલા ચકરડા ભાઇઓ મારગમાં અથડાય—ગાં.
વલવભાઇ રણસીંગુ વગાડી કહે છે ભણો સૌ ભુલ
ભેગા થઇને ભણજો ભાઇઓ આપી અનેરાં મૂલ—ગાં.
ચપટી ચટ દઇને વગાડો વેગ થકી દોડી જાવ
ભોળો ભાઇલાલ એમ કહે છે રાગ શેકાનો આ ગાવ—ગાં.



## રાગ–અરે શું માનવનો અભિમાન,

અરે શું દેશ તણાં આ કામ ખરાબી કરી જશેરે
ખરાબી કરી જશેરે જીવન આ ટળી જશેરે–અરે૦

સાખી

હોટલ અને બોટલ મહીં બહેકી ગયા શું બંધવા
બહેકી જઈ બસ મારથી મરશો જરૂર એ બંધવા
અરે શું કાર્ય કરેલાં આજ હવેથી બળી જશેરે–અરે૦

સાખી

ઉદ્ધારવા આ દેશને જો ઇચ્છા હોયે આપની
પહેરો ખાદી આજથી કરૂની શીવાડી માપની
કરેલો જુલ્મીઓનો કેર જરૂર એ વળી જશેરે–અરે૦

સાખી

માયા મુડી ન: કામના ના મહેલ જોઇએ હેમના
ઉગારવા આ દેશને છે ભજન પ્યારા રામના
અરે શું રામ કહેથી રાજ રામનું થઇ જશેરે–અરે૦

સાખી

પુર્વે ભારત ક્યાં ગયું ક્યાં પુરાનું કાજ
એવડા બહાર બોટલ તણા કરતા દીઠા આજ
પટેલ પહેલો થઇને રામાયણ આ વાંચતોરે–અરે૦



## રાગ—ગલેમંડીની ગોલવાડનો.

પાચો મને ગાંધીએ પ્યાલોરે હવે મને હિંદ છે વાલોરે
દેશ છે વહાલો વેશ છે વહાલો ખાદીથી ખુશી થવાય
રેંટીયા સાથે રાસ રમીને મન મારૂં હરખાય— પાચો૦
સુજ પડી હવે શેઠીયા મારા તાણી જુઓ તરવાર
દેશ વહાલાને બદલે બદલું વેશ આ મારો જેકાર—
ભારતનું ભલું ચાહીને ફરતા ખાદી પહેરી નરનાર
ભષ્મ ભભુતીનું બાથું બાંધીને કરૂં જઇ પોકાર—
મોજ મઝાની મોહીની જાળમાં દેશ કર્યો અરે ડુલ
બે હાથે પકડી કાનની બુટી કરજો ભૂલ કબુલ—
દેશ મારાનાં દુઃખો નીહાળી દુઃખી થાવું દીલમાંય
હરીનો લાલ કોઇ હડીયો કાઢીને બ્હાર કરો આવી આંય—
બાવા બનીને બહાર ફરે છે જટાધારીઓ જરૂર
ભીતરનો ભેદ ભારે દેખીને ઊઠે અંતરમાં અરૂણ—
શાંન્તિ શાગરના ભલે ઉછાળા મારી રહે આસમાન
વેર કરીને વઢવા જાતાં સુનું પડે સમશાન—
ચકમકતી વીજ ઝાંખી થઇને ભલે થાય ઘમઘોર
ઝરમર ઝરમર મેવલો વરસે કરશો નહિ જરા શોર—

સૂર્યોદય શરમાયી બેઠા છે શરમાયે તારા સમેત
વીરો ઉઠો વેગે વહાલ કરીને માગો જઇ સ્વદેશ—
પારલામેંન્ટથી પુરી કરીને પુરી કરી જઇ પેર
વેદોનાં પડીકાં વળી ખાવાને આવતા નહિ પાછા ઘેર—
પુરૂં કરીને આવ્યો ફરીને સાંભળી ભાષણ આજ
કોમળ હસ્તથી કલમ ચલાવી કરવા બેઠા આ કાજ—
ભાઇઓ ભોળા દીલનાં મોળા ગભડાવ્યા ગબડી જાય
ઉમંગીઓનાં પુર અટકાવી પ્રપંચોમાં જઇ નાહ્ય—
નથી લીધાં કંઇ નાણું ખરચી પરચી કહે ભાઈલાલ
ભજે એના ભગવાન ગણીને ઉઠી ભજો કોઇ લાલ—



## રાગ—રાજીઆનો

ભાઇ ભાઇરે ગાંધી કહે તે સુણી જાઓ
જાતાં જેલમાં સહુને વળાવોરે—ભાઇ
શાંતિ રાખો સઘળે સૌ સંભાળી
નહિ કરતા કુસંપની બાજી
પછી જોશો જરા દીલથી ધારીરે—ભાઇ
ઊઠો ઊઠો અરે હીંદ વાસી
કહેતા રહ્યા છે મહાત્મા પ્રકાસી
જોશો દીલથી અરે હીંદવાસીરે—ભાઇ
ચાલો ચાલો જઇએ સહુ સાથે
સહું દુઃખ પડયું બહુ માથે
કેમ વેઠાશે ભીડીને બાથેરે—ભાઇ
સ્વરાજય લેવામાં સુખ સહુ માનો
બીજું ત્રીજું જુઠું સબ પ્રમાણો
એવું ગરજી કહે છે પુરાણોરે—ભાઇ
હરો કષ્ટો વીરા વેગે થઇને
એવું લખે છે ભાઇલાલ ચહીને
ગાજો ગોવિંદ ગાન મુખે ગઇનેરે—ભાઇ



# રાગ ગરબાની ચાલ.

જોને સખી મહમદ ને શૌકતઅલી બ્રાત
આવો સૌ ગાઇયે હળી મળી આ ચોકમાં
દેશ રટણ દુઃખ હરણ પુન્યમાં પ્રવીણ.
હાક એણે કારમી વગાડી જુઓ હિંદ—જો૦
સાખી—ધારામાં ભુળ નાખીને કરી વીરથી વાર
આખર હિંદને તારવા કર્યા પાસા પોબાર
સખી વારેવારે વેગે એણે વાતડી કરી
છે જુલમીઓના જોર એની છાતડી ભરી
સત્ય બીજ વાવ્યાં સદ્‌ગુણી સુખ લાવ્યાં
દેશીને મન ફાવ્યાં તે ફાવ્યાં ! સખી જોને—જો૦
સાખી—સખી ઉકેલવા આ તારને ગ્રહ્યો રેંટીયો હાથ
ધુની લગાવી હિંદમાં ભીડી હામથી બાથ
દેવ કે મહાદેવને એને લેખશો જરૂર
આડી અવળી વાત બધી છોડીને જરૂર—જો૦
ગરબો ગાવાને સખી વેલાં થઇ આવજો.
પ્રેમ રસ પ્યાલો એને પ્રેમે પીવરાવજો.
મહમદ ને શૌકત સંગ ગાંધી ગુલજાર છે.
લેખ લખવાને પટેલ પેલો હુશિયાર છે—જો૦



## રેંટીયાનો રંગ ( રાગ વાલાવેગે આવોરે )

ગાંધીજીએ ગાયોરે પુરાનો મન ભાયોરે
રૂડો........મારો.......રેંટીયો........હોજી- ગાંધી૦
રેંટીયે રંગ રાખ્યો છે ભારી હૃદય સંપમાં રહે છે ઠારી
થઇ ખાદી પહેરે નર નારીરે—
છલકાબ તમારા અળગા કરશો પાવરને પુરથી પર હરશો
સ્વરાજ્યમાં સુખથી ફરશોરે—
હિંદમાં હાઠ વગાડી ભારે ગાંધી કહેછે વારેવારે
ગરજો થઇ ગુર્જર ઘેલારે—
વિદેશીએ વિખુટા કીધા માતપીતા થઇ વેરી દીઠા
પસ્તાયા દીલથી ભારીરે—
આરામાં શું સગપણુ દીઠું જમી રહ્યા છીએ હાય અજીઠું
પીરસેલું દીઠું આ મોઠુંરે—
ફકીર વેશ ગાંધીજી બાવા વસ્યા જેલમાં જે છે આવા
જઇ શાય કરો પ્રભુ શાચારે—
નીતી ધર્મથી વદતો વાણી હિંદતણી આ કહેતો કહાણી
ભાઇલાલ હિંદને ભાળીરે—



## ઘેલા ગુજરાતી (રાગ રસીકડો.)

ગુજરાતી ગુણીયલ બનીને ભાળો, ભાળો આ દેશને ઉગારો-ગુ૦
દેશને ડુબાવ્યો મોજે મહી તાણ્યો, તાણ્યો તળસ્યાને તરસાવી-
લક્ષ્મી લુટાવી હાય ભારતની, ભુલ્યું ભારત તેને ભણાવો-
નામ લજાવ્યું નાણું ખરચી, ખરચી ખૂબ થયા ખુવારી-
આંખોથી આંસુ સરી હાય પડતાં, પડતાં આંસુને અટકાવો-
ચુસી ચુસીને હાડકાં રાખ્યાં, રાખ્યાં સ્નેહીથી રખડાવી-
સત્તા મહી આ સપડાવી દીધાં, દીધાં કષ્ટો સહ્યાં શીર આણી-
કાંટા હાલે આ કરમે કરીને, કરી કેર આ કરમાવો-
પીતાં પયનું પાત્ર પડ્યું આ, પડ્યું પાત્ર તેને પંપાળો-
ઝોલાં ખાતું ભરદરીયામાં, દરોયે જઇને ના ડુબાડો,-
રાખ્યા રંગમાં રંગ લગાવી, આવી રંગે ના રંગાશો,-
દીપક જ્યોતી ખેંચે પંતગીયું, પતંગ થઇને ના પરખાશો.-
રંગ બેરંગી દીસે નારંગી, જંગી થઇને ના જકડાશો,-
પંહાગ બીછાને પોઢીને લખતો, લખતો આઇલાલ દુઃખને ભારી.-



# વાંચો ! ઝટ વાંચો !!

# વંચાવો !!!

## અને મિત્રમંડળમાં ફેલાવો.

લેખકનાં બીજાં જાણીતાં કેટલાંક દેશ સેવાનાં પુસ્તકો નીચે મુજબ.

| | રૂ. આ. પા. |
|---|---|
| દેશ દર્પણ.... ... | ૦—૨—૦ |
| ચંપાની કળી.... .... | ૦—૧—૬ |
| ભાઈલાલની ભાંજગડો.... | ૦—૧—૬ |
| સુડી વચ્ચે સોપારી.... | ૦—૧—૦ |

ઉપર બતાવેલાં પુસ્તકો માટે ટીકીટ બીડી મંગાવી લેવા ખાસ ભલામણ છે. બતાવેલી કીંમત ઉપરાંત પોસ્ટ ખર્ચ માટે વધુ ટીકીટ બીડવી. લખો નીચે મુજબ

હેડ ઓફીસ—ભાઇલાલ દેશાઇભાઇ પટેલ.

શાંતપોળ—કરમસદ.

બ્રાંચ ,, મહીધરપરાની વાણીયા શેરી—સુરત.